# મુક્તા

એ નામની હિંદુ સ્ત્રીએ કરેલો

# બોધ.

મુંબઈ સમાચારના સને ૧૮૭૯ના જાનેવારી
તથા ફેબરવારી માસના જુદા જુદા અં-
કોમાં "મુક્તા"ની મ[illegible]. હિંદુઓની
સંસારી હાલતના સંબંધમા સ્ત્રી
કેળવણી તથા સ્ત્રીઓના સામાન્ય
ધર્મ વિષે થયલાં લખાણોનો
સંગ્રહ.

મુંબઈ
મુંબઈ સમાચાર છાપખાનામાં
માણેકજી બરજોરજી મીનોચેહર હોમજીનાએ
છાપ્યું છે.

સને ૧૮૭૯.

# મુક્તા

એ નામની હિંદુ સ્ત્રીએ કરેલો

# બોધ.

મુંબઈ સમાચારના સને ૧૮૭૯ના જાનેવારી
તથા ફેબરવારી માસના જુદા જુદા અં-
કોમાં "મુક્તા"ની સહીથી, હિંદુઓની
સંસારી હાલતના સંબંધમાં સ્ત્રી
કેળવણી તથા સ્ત્રીઓના સામાન્ય
ધર્મ વિષે થયલાં લખાણોનો
સંગ્રહ.

મુંબઈ
મુંબઈ સમાચાર છાપખાનામાં
માણેકજી બરજોરજી મીનોચેહર હોમજીનાએ
છાપ્યું છે.

સને ૧૮૭૯

# ગ્રંથાર્પણ

આ લઘુ ગ્રંથમાં સમાવેલા તમામ સદુપદેશને ધારણ કરનારી એવી મારી વ્હાલી બ્હેનપણીના સંભારણાને અને હમેશના વિયોગના વિસારાને માટે, તથા તે મારી એકની એક અમુલ્ય સખીના ખરા સ્નેહની નિશાનીમાં, મારૂં નામ સાથે તેનું નામ સદાને માટે જોડી રાખવા આ લઘુ ગ્રંથ હું તેનેજ અર્પણ કરૂં છું.

લા૦ મુક્તા.

# ખુલાસો.

"મુકતા" નામે એક ભણેલી હીંદુ બાઈએ હમારાં મુંબઈ સમાચાર પતરમાં દેશી સ્ત્રીઓને લગતી જુદી જુદી બાબતો ઉપર જે વીષયો લખ્યા હતા, તેમનો સામટો સંગરહ કરી આ ચોપડીના આકારમાં હમો હમારી તરફથી નવેસરથી જાહેરમાં મેલયે છઇયે. બાઈ "મુકતા" એ લખેલા આ વીષયો, દેશી અને તેમાં મુખ્ય કરી હીંદુ સ્ત્રીઓની સંસારી હાલત ઉપર સારી અસર કરનારા હોવાથી તથા તે જે ભાષામાં લખ્યા છે તે સરલ અને દીલ ખેંચનારી હોવાથી, તે વીષયોને આ રીતે ચોપડીના આકારમાં સામટા એકઠા કરી રાખવાને કેટલાક મીતરોએ ઇછા દેખાડી હતી; તેમજ પાછલથી તે લખાણોની માગણી ચાલુજ રહી હતી. આથી હમોએ આ ચોપડી કહાડવાની જરૂર વીચારી છે; અને હમો આશા રાખીએ છઇએ કે, દેશી કુટંબોમાં તે પરીતીથી વાંચવામાં આવશે.

બાઇ "મુકતા"નો આ કોશેશ ઘણી સારી અને ભણેલી દેશી બાનુઓને નકલ કર-

## ખુલાસો.

વા જોગ છે. જેમ એ બાઇએ પોતાની કેલવણી અને અજમાયશનો લાભ પોતાની દેશી-બેહેનોને આપવાની ઉલટ લીધી છે, તેમ જો એવી બીજી બાઇઓ પણ કરવા માંડશે, તો દેશીઓના સંસારી સુધારામાં ઘણી પરકારની સેહલાઈ થઇ પડશે.

હમો જણાવવાને ખુશી છઇયે કે, એજ બાઇ "મુકતા" એ પોતાની આ શુભ કોશિશને પડતી ન નાખતાં તેને આગલ ચલાવવા માડી છે, જે મુંબઈ સમાચારમાં પરગટ થતાં "સિતાખ્યાન" નાં મથાલાં વાલાં તેણીનાં વધારે સંગીન લખાણમાં જોવામાં આવશે.

મુંબઇ સમાચાર આફીસ-તારીખ ૧૫મી મે સને ૧૮૭૯.

**માણેકજી બરજોરજી,**

મુંબઇ સમાચારના માલેક.



# સાંકળિયું.

# મુક્તા

## એ નામની હિંદુ સ્ત્રીએ કરેલો

# બોધ.

## સ્ત્રી કેળવણી વિષે

અરે! ઓ સ્વદેશી ભાઈઓ અને બ્હેનો, આપણે આપણું તથા આપણા દેશીઓનું ભલું કરવું એ જરૂરનું છે, અને તેમ કરવાને માટે પ્રથમ તો આપણે જે આપણા હિંદુઓમાં વેહેમ રૂપી વૃક્ષનાં ઊંડાં મૂળ ઉતરેલાં છે તેમનું છેદન કરવા આગળ થવું એ ઘણું અવશ્યનું છે. હવે તેમ કરવાને માટે મુખ્ય કામ એ છે કે, સર્વ જણાએ સંપ સંપીને એકમતે એ કામમાં તન, મન અને ધનથી મદદ કરવી. જો તેમ ન કરતાં સહુ સહુના મનનું માન્યું કરવા જ

શો, તો તેમાંથી એટલા તો ગેરફાયદા થશે કે તેથી આપણને બધાને પસ્તાવાનું થશે; એટલુંજ નહીં પણ એથી બીજાં જે દુઃખ દાયક અને ભયંકર પરિણામ થશે તે લખવા મારી કલમ સમર્થ નથી; શાથી કે તે અસંખ્ય છે. માટે ઓ દેશહિતેચ્છુ વિદ્વાન અને વીર પુરૂષો તથા સરસ્વતી દેવોની માનવંતી બેહેનો, તમે તમારા હાથમાં જ્ઞાન રૂપી દીપક લેઇ આગળ વધો, કે જેથી તમે અજ્ઞાનરૂપી અંધારામાં અથડાઇ ન પડતાં સહેલાઇથી બહાર પડી શકો, અને વેહેમરૂપી વૃક્ષના મૂળનું છેદન કરો, કે જેથી આપણ દેશની અને દેશીઓની ચઢતી થાય.

**જેમ પુરૂષોને તેમજ સ્ત્રીઓને કેળવણી આપવાની જરૂર છે.**

જે લોકો કહેતા હોય કે, "સ્ત્રીઓને તો અભણજ રાખવી જોઇએ, કેમકે ભણવાથી તેઓ દુરાચરણી થાયછે, અને કોઇના કહેવા ઉપર લક્ષ ન આપતાં પોતાની ખુશી મુજબ સ્વચ્છંદે વર્તેછે વીગેરે," તે લોકોને તેમ બોલવું મુદ્દલ છાજતું નથી. આથી ત-

મો નિર્મળ એવાં સરસ્વતીનાં સુત્ર અને વચનને અપમાન આપોછો. જેમ જળ, સ્ત્રી પીઓ કે પુરૂષ પીઓ, અન્નપણ સ્ત્રી ખાઓ કે પુરૂષ ખાઓ, પણ તેમનું સમાનરૂપે પોષણ કરેછે, તેમજ વિદ્યા જે છે તે બન્નેને સરખોજ લાભ આપેછે. જો તે તેમને સ્વચ્છંદી કે દુરાચરણી નથી કરતાં, તો સ્ત્રીઓને કેમ કરે ? તેનો જરા મનમાં વિચાર કરો, અને પછી તેવા બોલનારના બોલવા ઉપર વિશ્વાસ રાખો. ફોકટ વેહેમ લઇ સ્વચ્છંદી પોતેજ બની પોતાના મનગમતું ઉચરવું એ ઉલટું અપમાન કર્ત્તા છે, એમ હું માનુંછું. આથી અધીક લખી તમને વધારે ચીડવવા હું રાજી નથી, પણ એટલું તો તમને ફરી ફરીને અને વિનવી વિનવીને કહુંછું કે, તમારે તમારા મોમાંથી કોઇ પણ બોલ બોલતા પેહેલાં બે વાર વિચાર કરવો જરૂરનો છે. તે જો તમો નથી કરતાં તો તેથી તમે તમારા ભાષણને અને અમને સહુને ગેરઈનસાફ આપોછો. પછીથી તો જેમ તમને વ્યાજબો ભાસે તેમ ખરૂં. વળી કો-

ઇ કહેછે કે, "શું આપણાં ઘરડાં જેમણે આપણને નાપાડી છે કે, બાળકીઓને ભણાવવી નહિ, તે અનાડી હશે ?" તેમની તમો કશી દરકાર ન કરો કેમકે તે તેમનો આરોપ અને હકીકત બન્ને ખોટાં છે.

## આગલા વખતના હિંદુઓની વિદ્વત્તા અને ઉત્કૃષ્ટતા.

જો તમો આપણા દેશના પ્રાચીન ઇતિહાસનાં પુસ્તકો વાંચશો તો તમારી ખાતરી થશે કે, પ્રાચીન કાળમાં જે તમારા પૂર્વજોએ પરાક્રમ કરયાં છે તેમાંનું તમારાથી કાંઇ પણ થતું નથી તેનું કારણ તમારી અજ્ઞાનતા છે. જયાં સુધી તમો સ્ત્રીઓને કેળવણી નથી આપતા ત્યાં સુધી તમારી સંસારી સ્થિતિ કદી પણ સુધરવાની નથી, કેમકે કુમળાં બાળકનાં કુમળાં મન ઉપર જે અસર થાયછે તે તમારી સ્ત્રીઓની કેળવણીનુંજ ફળ છે, એમ તમારે નિશ્ચે સમજવું. પૂર્વે જ્ઞાતીના પ્રબંધોનો આધાર પણ વિદ્યા ઉપરજ હતો અને તેથીજ બ્રાહ્મણમાં અને ક્ષત્રીમાં પરસ્પર લગ્ન થતાં હતાં ; કેમકે તમો અવિદ્વાન તેથી શા-

સ્ત્રનાં તત્વથી અજાણ્યા અને બીહીકણ બની ગયાછે. અસલતો તમારા પુર્વજો પોતાનાં બાળક—પછી તે પુરૂષ હો કે સ્ત્રી વર્ગમાં હો પણ—તેમને બાલ્યાવસ્થામાંથીજ કેળવણી આપતા હતા. સારાસારનો તેમને વિચાર હ. તો માટે તે આપણને ના પાડી ગયા હોય એવું કોઈ કાળે હોયજ નહિ. એતો સર્વ આપણાંમાંના આળસુ અને અજ્ઞાનીઓના મૂર્ખ વિચારોનાં કારણો છે. તમારા આખા ભવના અને આયુષ્યના મોટા વખતનો સદાનો સાથી, તમારાથી ખાનગીમાં ખાનગી કરનાર તમારો મંત્રી, તમારો ભંડાર, તમારા હાથ પગ અને સંક્ષેપ રીતે કહિએતો તમારૂ સરવસ્વ, તે જો તમને તમારા જેવું ના જડે તો પછી તમો મનમાનતું સુખ શી રીતે મેળવી શકો ? માટે તેને તમારા જેવું કરવા, તમારા પોતાના સ્વાર્થને અર્થે પણ તમે તેમને કેળવણી આપો. કેળવણી આ વસ્તુ શી છે તેનો દાખલો હું મારી બુદ્ધી પ્રમાણે, અને જેનો હું રોજ ઉપયોગ કરૂછું તેનોજ આપુછું કે એકજ ઘઊંની રોટલી સહુ કરેછે પણ જે વધારે

કણકને કેળવેછે તેની રોટલી વધારે સુંવાળી થાયછે માટે કેળવણીના ફાયદાતો એવા ઉઘાડાછે, તે તમો તમારા મગજમાં વિવેકની અને નિષ્પક્ષપાતપણાની નજરેથી જુઓ, પછી ગમેતો તે ઉપર મનન કરો અને પછી ઠરાવો કે બેમાંથી વધારે સારૂં કયુંછે? જેસારૂં લાગે તેનું ગ્રહણ કરો. તમને તમારી સાત પેઢીની વંશાવળી કે ઇતીહાસ ખબર નથી તો લોકોના મોઢાના ગપાટા સાંભળી પૂર્વજોને ફોકટ કાં લજવો મારોછો ; તેમના જેવા થવાનું તો રહ્યું પણ તેમનું કર્તવ્ય કર્મ જાણવાને માટે તો તમે મેહેનત કરો, તમારી સદાની, તમારા સુખની સાધન, અને તમારી દિલદારના દિલાસા ખાતર દીલખુલાસાથી વાત કરી, સાફ દીલે દલીલ દરીઆફ કરો અને પછીસજજનો અને બેહેનો તમે તમારી બાળકીઓને મદદ કરો કે તેઓ સરસ્વતી દેવીને પ્રસન્ન કરી વિદ્યા સંપાદન કરી સુખી થાય.

**ભણેલી સ્ત્રીઓને થતા લાભ.**

સજ્જન ભાઇઓ ને બેનો, જયારે તમે તમારાં બાળક બાળકીઓને કેળવણી આપ-

શો ત્યારેજ તમે તેમનું ભલું ચાહોછો એમ કહેવાશો માટે તમે તેમનું ભલું ચાહીને કેળવણી આપો. ને પછીથી જુઓ કે તેમાં શું શું ફાયદા રહેલા છે. પ્રથમ તો તેઓની બુદ્ધીમાં વધારો થશે. જેમ જેમ તેમની બુદ્ધીમાં વધારો થશે તેમ તેમ તેઓને વધારે શીખવાની ઉત્કંઠા ઉત્પન થશે તેથી તે ત્વરાથી સંપાદન કરશે અને જ્યારે તે તેઓ મેળવશે ત્યારે તે મેળવ્યાથી તેઓ જન્મ પર્યંત સુખમાં રહેશે ને તમોને આશિશ આપશે. ત્યાર બાદ તેઓએ જે જ્ઞાનરૂપી શસ્ત્ર સંપાદન કરી રાખ્યું હશે તેથી તેઓ પોતાની ઉપર પડતાં દુ:ખને નીવારણ કરશે, એટલુંજ નહિ પણ પોતાના સ્વામી અને સગા સંબંધીની શેવા બજાવવામાં તેમજ ઘર કામમાં કાળજી રાખી સર્વનાં મન પ્રસન્ન રાખશે. વળી તેમાંથી વખત બચાવી શાંત અને સ્થિર ચિત્તથી સરસ્વતી દેવીનું સ્તવન કરી પોતે, પોતાની સખીઓ, સંતતી અને સહોદર સહવર્તમાન, વિશ્રાંતિનો કાળ આનંદમાં ગુજારશે તથા ખરા પ્રેમનો મર્મ સમજી પ્રે-

મી બની પવિત્ર પ્રેમથી પતિવૃતા બનશે. પણ જેમને કેળવણી મળેલી નથી તેઓતો એક પશુની માફક અનાડી અને મૂર્ખ વર્ત્તણુંક વર્ત્તશે, કેમકે પ્રથમતો તેઓ નાનપણમાં ધૂળમાં રમશે. કુવચન બોલશે, લઢાઇ ટંટા કરશે અને પછી મોટપણે સાસુ સસરા સાથે ઝઘડો મચાવશે. અને મા બાપને ગાળો દેવરાવશે તેમજ સ્વામીની સાથે વીછણના ડંખ માફક નઠારા શબ્દે ભાષણ કરી પજવશે. સારા ભાયગે જો તેના સ્વામી વિદ્વાન અને સમજુ હશે તો તે સઘળું સહન કરશે પણ જો તે પણ તેના જેવોજ હશે તો પછી તેમની માઠી વલે એટલે સુધી થવાની કે તેમાંથી એક બીજાના દેહનો નાશ કરતાં સુધી પણ આંચકો ખાશે નહિં જેથી તેઓ ઈશ્વરનાં ગુન્હેગાર થવાનાં, એટલુંજ નહિ પણ આ લોકમાં તેમજ પરલોકમાં (સ્વર્ગ) તેમની દુઃખી અવસ્થા થવાની, માટે અરે મારા બંધુઓ અને બેહેનો! સ્ત્રી કેળવણી જે સહુના સુખનો ઉપાય છે તે તમારાં વહાલાં બાળકોને સંપાદન કરી આપવા તત્પર થાઓ.

## ભણેલી સ્ત્રીઓનાં સુકર્મોના દાખલા.

એથી થયેલા ફાયદા આપણા શાસ્ત્રમાં અસંખ્યાત છે, તેમાંના થોડા ઘણા અત્રે ટુંકામાં ટાંકુછું. સીતા સરખી સાધવીએ પોતાના ધર્મનો મર્મ સમજીને પોતાના સ્વામીની કેવી શેવા બજાવી છે? વનવાસમાં પણ તે તેની સાથેજ ગઇ. રામચંદ્રજીએ તેનો પાછળથી ત્યાગ કર્યો; વચમાં રાવણના હાથમાં સપડાઈ તોપણ તેણે પતિવ્રતાનો ધર્મ જીવંત પર્યંત જાળવી રાખ્યો. તેમજ રાજા હરીશ્ચંદ્રની રાણીએ પતિવ્રત ધર્મને માટે કેવાં કષ્ટ સહન કરયાં છે તે આપણથી કયે દિવસે અજાણ્યાં છે? છેવટ તે વેચાઇ અને પોતાના કષ્ટના વખતમાં પણ ધર્મથી હારી નહિ, તેમજ બીજી પણ આપણાં પુસતકોમાં અસંખ્યાત વાર્તાઓ છે, અને હાલનો તાજો જ દાખલો જુઓ અને તે ઉપર ધ્યાન આપી વિચાર કરોકે એથી આપણને કેટલું બધું સુખ મળશે. જુઓ આ આપણો ભરતખંડ એટલે હિંદુસ્તાન જેની આર્ય ભૂમી ઉપર આપણે વસીએ છીએ તેનું (હિંદુસ્થાનનું)

રાજ્ય ચલાવનાર પણ એક માયાળું રાજ્ય કર્ત્તા મહારાણી વિકટોરિયા છે તેનું નામ આખી પૃથ્વી ઉપર અને તેના સર્વ ભાગમાં પ્રખ્યાત છે. તે ફકત કેળવણીથીજ છે, તે પણ જાતોમાં તો સ્ત્રીછે પરંતુ તેમને (રાણીને) બાલ્યાવસ્થામાંથી સારી કેળવણી મળેલી તેથી તે પોતાની દીર્ઘ દષ્ટીએ અને સરસ્વતીના પ્રસાદે પામેલા, આખા ભરતખંડનું મોટું જોખમ ભરેલું રાજ્ય ઘણી સેહેલાઇથી ચલાવી શકેછે. આપણા ઉપર એ માયાળું મહારાણી રાજ્ય કરેછે તે હું તો ધારૂંછું કે આપણા પૂર્વ જન્મનાં પુણ્યનું ફળ પ્રાપ્ત થયું છે, કારણ કે તેથી એમનો દાખલો લઇને તથા તેમની રહેમ દીલથી ચાલતી રાજ્ય રૂઢી અને નીતિથી જે વડે તે, જે સુખ પામ્યાં છે તે પામવા વિષે વિચાર કરવાનો આપણને અવસર મળ્યોછે. જે સુખ આપણને એમના રાજ્યમાં મળેછે તેનું એક સહસ્ત્રાંશ પણ આપણને તેમના પેહેલાં દેશી રાજા રાજ્ય કર્ત્તા તેમના અમલમાં મળતું ન હતું. તેમણે તો આપણને

અજ્ઞાન અને ગુલામી અવસ્થાએ પોહોચા-ડયાંછે અને પોંહચાડત તે કયાં સુધી, તેનું બયાન કરવા લખનાર શકતીવાન નથીએમ કબૂલ કરવાને કંઈ ચિંતા નથી; શાથી કે કદાપી છે તેથી ઉલટુ હોત તો આપણે શું શું સહન કરવું પડત તે વિચારનાર પોતેજ સહજ વિચાર કરી શકે એમ છે.

## પુત્રીઓને કેળવવાને દેશીઓને વિનતિ.

પુત્રને વિદ્યા શીખવવી અને પુત્રીને નહીં, એવા મૂર્ખ વિચાર દૂર કરી, ઓ શાણા સજજનો અને સુંદરીઓ ! તમે વિચારો વિચારો અને હજુ પણ કહુંછું કે વિચારો અને તમારી બાળાઓને કેળવણી આપવામાં હુંશ રાખી અલ્પ જ્ઞાનીનું કેહેણ સાંભળી સાહ્ય થવા તત્પર થાઓ; એથી તમે સુખી થશો બીજાને સુખી કરશો અને અસલ સ્થિતિને પોહોંચશો અને એવાં પરોપકારી કામમાં તમો મદદ કરવા તત્પર થશો તો તે બજાવવામાં ઇશ્વર તમને મદદ આપશેજ આપશે. એવી મને મારા અંતઃકરણમાં

ખાતરી છે અને હું મારા શુદ્ધ અંતઃકરણ પૂર્વક હું તમને સાબાશી અને ફત્તેહ મેળવવાને આશિર્વાદ દર્શાઉં છું તે ફળીભૂત થાવ; તથાસ્તુ!



## હિંદુ સ્ત્રીઓને કેળવણી કેવી રીતે આપવી જોઇયે તે વિષે તથા કેળવાયલી પારશી સ્ત્રીઓ વિષે.



ઉપલું મથાળું વાંચીનેજ, મારા વાંચનાર ભાઇઓ અને બેહેનો, તમો એકદમ એવો વિચાર ના કરશો કે, હું પણ ચાલતી ગાડીમાં બેસી જઇ તમને સ્ત્રી શિક્ષકોનીજ નિમણુંક કરવાની ભલામણ કરવા બાહાર પડું છું. એમજ કરૂં ત્યારે તો પછી હું પોતે સ્વાર્થી ગણાઉં, કેમકે હું પોતે તે કામ માથે લેવાને ઉલટ ધરાવું છું એથી મારાં જાણીતાંઓ અણમાહિત નથી.

## સ્ત્રીઓને કેળવણી કેવી આપવી જોઇયે તથા કેળવણી તરફ તેમની વલણ કેમ ખેંચવી જોઇયે ?

માટે મારી ભલામણ તો એજ છે કે, આપણામાં સ્ત્રી કેળવણીનો વધારો થાય એવા ઉપાય લેવાની જે અવસ્ય જરૂરી છે તે પૂરી પાડવી. અને એને માટે મારી આપને પેહેલી ભલામણ એ છે કે, આપણા લોકો લાલચુ અને સ્વાર્થં વના કશું કરે તેવા નથી, તેમને તેમની બાળકીઓને કેળવણી આપવાની ઉલટ કરાવવા તમો કન્યાશાળાઓમાં અભ્યાસ કરતો કન્યાઓને દર માસે અમુક લવાજમ આપોને, અથવા તો સારાં સારાં ભારે અને તેમને પોતાને કામે લાગે તેવાં ઇનામો આપી ઉત્તેજન આપો. મારા મેહેતાજી હું જ્યારે અભ્યાસ કરવા જતી ત્યારે કહેતા હતા કે, તેમના વખતમાં સરકારે પેહેલવેહેલી સરકારી ગૂજરાતી નિશાળો કાઢી ત્યારે તેમણે તેમજ કર્યું હતું. પછી તેમણે આનો આનો ફી લેવાનો ધારો પાડયો. એમ કરતાં કર-

તાં વધારે વધારી આજ મહિને રૂપઇયો અને બબે રૂપઇયા લેવાના કરયા છે; તોપણ કેળવણીનો લાભ લેતા થયલાંને જોઇ તેઓ ઉલટું ખરચ કરીને પણ પોતાનાં બાળકોને ભણાવે છે. માટે જો કોઇ ઉદાર અને સખી ગ્રહસ્થ કે બાઇ આ કામ કરશે તો તેથી ઘણોજ ફાયદો થશે. બીજો ઉપાય એ છે કે, જે બાઇ વિદ્યાનો અભ્યાસ કરે તેને સારો બદલો મળવાનો બંદોબસ્ત થવો જોઇએ. ત્રીજું સ્ત્રીઓને વાંચવા લાયક એવાં, અને નીતિથી ભરપુર એવાં, પુસ્તકો તૈયાર થઈ બાહાર પડવાં જોઇએ. મા, બા, ભુ, પા, એ સ્ત્રી કેળવણી આપનારને કંટાળો આપનાર છે, અને અધુરી કેળવણી લીધેથી અધુરા વિચાર રહી જાયછે, એ અતીશે ખરાબી કરેછે. ચોથું, થોડી કન્યાઓને થોડી કેળવણી આપો પણ તે એવી આપો કે, જેથી તેમનાં મન ઉપર તેનું ચીત્ર પડી રહે; અને તેઓ સહુને દાખલો આપે એવી નીવડે, તથા શાબાશી કાઢે, એવી ગોઠવણ કરવી જોઇએ. પાંચમું. દરેક કન્યાશાળામાં સામાન્ય જ્ઞાન-

ની સાથે ધર્મ સંબંધી જ્ઞાન મળે એવો બં-
દોબસ્ત અવસ્યે કરી થવો જોઇએ છૈએ.
છઠું સ્ત્રી કેળવણી સાથે તેમને સંસારી સ્થી-
તીનું અને ઘર બેઠે કંઇ પણ ઉધમ કરી
બે પઇશા પેદા કરી શકે તેવું સાધન
મેળવી આપવાની કેળવણીની વધારે
અગત્ય છે.

જો આટલું થયું તો તેથી તેમને સ્ત્રી
કેળવણીના લાભ અને ફાયદા બન્ને મળશે,
એટલે એને આપણા લોકો કદી છોડવાના
નથી. આપણને હાલમાં જે મેહેનત પડેછે
તે માત્ર આપણે આપણો પાયો પાકો બાંધ્યો
નથી તેથીજ છે. જે લોકો એમ કહેતા હોય
કે, "આપણે બોલવાનું બોલી ચુકયા છૈએ,
અને કહેવાનું કહી ચુકયા છૈએ, માત્ર તે
કરવાનું અને કરી દેખાડવાનું બાકી
રહયું છે" તેમાં તેમની ભૂલ છે એમ
હું માનુંછું.

સહુથી સરસ ઉપાય સ્ત્રી કેળવણીને વ
ધારવાનો એ છે કે, સ્ત્રી કેળવણી આપણી
કુમળી કન્યાઓના મનપર કેવી અસર કરે

છે, તે સારી રીતે તપાસતા રહેવું, નહિ તો પછી આપણું ઘમ્યુ સોનું સહજવારમાં ધૂળ મળવાનું. જે કન્યાઓને તમો કેળવણી આપો તેમને પ્રથમ એ કેળવણી આપજો કે, તેમણે સારી રીતે ગંભીર બનવું. આછકલઇ દેખાડવી નહિ. કેવળ સુધારાનુંજ ડોળ ઘાલી તેમની મુખ્ય ફરજ જે શરમ અને લાજ મલાજો જાળવી રાખવાનો છે, તેને કોરે મૂકો ના દે.

## કેળવણી લેતી તથા સુધરેલીમાં ખપતી પારસી સ્ત્રીઓ વિષે તથા તેમના પુરૂષો વિષે વિચાર.

અમારી પારસી બેહનો અમારા કરતાં વધારે કેળવણી મેળવેછે, એ વાત અમારે કબૂલ રાખવી પડેછે, પણ તેની સાથે તેઓ જે ઈંગ્રેજ બાનુઓની માફક લેડીઓ બની જવાની ખાયસ ધરાવેછે, અને તેમ કરવા વગર વિચારે ધસી પડેછે, તેથી અમારી બિજી બેહેનોને કેળવણીનો લાભ લેવાને તેમના અદેખા દુશ્મનો બેનસોબ રાખવામાં ફાવી જાયછે.

આ જગોએ હું મારી પારસી બેહેનો-ને ઈનસાફ આપવા અને ખરા દોશીતોનેજ દોષ દેવાને બે બોલ બોલવાની જરૂર જોઊંછું; અને તેથી કહુંછુ કે, તેમાં આપણી અધુરી કેળવાયલી પારસી બેહેનોનો એકલાંનો વાંક નથી. કુમળું વલણ તો જેમ વાળે તેમ વળે તેવુંછે તે કોણ ના કહેશે ? કોઇ નહિ. ત્યારે તે ખેંચનાર જે પુરૂષે છે તેનો દોષ છે.

તે પુરૂષો પોતે એવું હોળ ઘાલે કે અમે ભણ્યા ગણ્યા વિદ્વાન, અમે ગમે તો સ્કૂલમાંથી ભાગ્યું ખોખરૂં ઈંગ્રેજી ભણી ઉઠી ગયા તોપણ અમને અમારા દોરથી બે માણસ પૂછી વાત કરે, અને અમે અમારી ગાળાગાળીની ચાલથો જ્યાં ત્યાં માથાં મારતા થયા એટલે અમે કોઈ વાતે ભુલ કરીએ નહિ, અમે જે હક ભોગવીએ તે જ હક અમે અમારી બાનુઓને પછી તે લાયક હોય યા ન હોય તોપણ આપીએ, તેમાં અમારી આગળ કોણ આવનાર, અમો સ્કુલમાં જઇએ તેમ અમારી બાનુઓ જા-

ય તેમ તો સહુ કહેછે, ત્યારે અમે ઘોડે બે-
શીયે તો તે કાં ના બેસે, અમે ખુલી ગાડી-
ઓ દોડાવીએ તો તે કાં ના દોડાવે, અમે
મીજલસોમાં જઈએ તો તે કાં ના જાય, અ
મે નાટક જોઈયે તો તે કાં ના જુએ, અમે
મિત્રોમાં ફરીએ તો તે કાં ના ફરે, અમે ટો-
ળીઓ અને કલબો કાઢીએ તો તે કાં ના
કાઢે, અમે ગાયન મંડળીમાં મળીએ તો
તે કાં ના સામેલ થાય, અમે હરીએફરીએ
તો તે કાં ના ફરે, વિગેરે વિચારોથીજ ખરા-
બીનું બીજ રોપાય છે." આજ કાલ જેટલી
ચાલ ઇંગ્લીશ લેડીયો પકડેછે તેટલો આપ-
ણી ભણેલી પારસી બેહનો પકડવા મંડી
છે, તેથી અમારા હિંદુઓ દેહેસત ખાઈ
દુર રહેછે તેમાં તેમનો કશો વાંક નથી,
પણ મારી મારા ભાઈઓ અને બેહનોને
એજ વિનંતી છે કે આપણે આપણી
કન્યાઓને પુરી કેળવણી આપીશું અને
આપણે આપણી મર્યાદામાં રહીશું, તો
માઠાં પરીણામોની કાળજી રાખવાની કશી
જરૂર નથી.

## સંસારી સુધારામાં વરતમાન પત્રની ફરજ.

આ મારો પત્ર બંધ કરતાં હું મારો પ્રથમનો પત્ર પ્રગટ કરવાને માટે આપનો ઉપકાર માનું છું, અને ફરીથી આ તસ્દી આપુંછું તેના પુરાવામાં લખવાની રજા લઉંછું કે, સંસારી તેમજ રાજ્યકીયરીતી સુધારવાનાં સાધન વર્તમાન પત્રો છે, તેમના એડીટરોએ અમને પોતાથી બનતી મદદ આપવી અવસ્ય છે; તેમણે પ્રજાને સારો માર્ગ દર્શાવવા પ્રયત્ન કરવો ઘટેછે. ભાઈઓને અને બઈરીઓને ઉલટાં બેહકાવવાના સાધન કરી આપવા કે તેમાં તેની તરફેણ કરવી, તે તેમને છાજતું નથી. કોઈ પત્ર કે તેનો અધીપતી તેના મનથી તેના માની લીધેલાં માનનું કે ઉપરીપણાંનું કે વિસ્તીર્ણ વીસ્તારનું ગર્વ રાખે, પણ તે જો પ્રજાના ભલાંનાં મૂળને ઉખેડનારૂં હશે તો પ્રજા તેની દરકાર કરશે નહિં. માટે જો સ્ત્રી કેળવણી વધારવાની અગત્યજ તમે જોતા હો, અને સ્ત્રી કેળવણીથી ખરાં સુખનાં મી-

ઠાં ફળ ચાખવાની કે ચખાડવાની તમારી મ-
રજી હોય, તો મારા દેશી ભાઇઓ અને બા-
ઇઓ, તમો તમારી કન્યાઓને એવી કેળવણી
આપો કે જેથી તેઓ ગંભીર બને, તેઓ
પોતાના પતીનાજ સહવાસમાં સદા કાળ ર-
હે, અને પોતાની લાજ અને માજાનો મ-
લાજો જાળવે. પર પુરૂષો કે માટીડાની મંડ-
લીઓ પછી તે ખાવાની, ગાવાની કે જોવા-
ની હોય તોપણ તેથી દૂર રહે.



## સ્ત્રિઓના સામાન્ય ધર્મ વિષે વિચાર.



ઉપલી બાબતનો વિચાર કરતાં અને
બોલતાં તેના ત્રણ ભાગ પાડવાની જરૂર પ-
ડશે. ૧ બાલ્યાવસ્થાના ધર્મ ૨ યુવાવસ્થા-
ના ધર્મ, અને ૩ વૃદ્ધાવસ્થાના ધર્મ, પ્રથમ
આપણે બાલ્યાવસ્થાના ધમનો વિચાર કર-
તાં સ્ત્રિઓએ પોતાની કુમળી કન્યાઓને

કેમ કેળવવી એ વિશે બોલવું પડશે, અને ત્યાર પછી કન્યાઓએ કેમ વર્તવું તે સૂચવીશું.

## બાલ્યાવસ્થાના ધર્મ.

માતાઓએ નાહાનપણથીજ પોતાની બાળકીઓનાં શરીર સ્વચ્છ રાખવાં, તેમને હમેશાં સ્વચ્છ રહેવાની ટેવ પડાવવી, તેમને ધીમે ધીમે અને મિઠાશથી બોલતાં શિખવવું, તેમના મગજ ઉપર હમેશાં કોમળતા અને ગરિબાઇ ઠસાવવી, આંખ કાઢતાં રોઇ જાય અને આજ્ઞા ઉલંઘન કરતાં તેને ત્રાસ ઉપજે તેની ટેવ પાડવી, તેનામાં શરમ, લાજ, મર્યાદા અને સભ્યતા સાથે ગંભીરાઇ આણવી. ત્રણ વર્ષની થાય ત્યારથી તેનાં શરીરઉપરથી લુગડું અળગુ કરવા દેવું નહિ. મિતાહાર રખાવવો, અને જેમ બને તેમ હરેક કામ નિયમસર અને નિયમિત વખતે કરે તેવી ચાલ પડાવવી. પાંચ વર્ષની થાય, એટલે તેને કન્યા શાળામાં શિખવા મોકલવી. ત્યાં તેને લખતાં વાંચતાં આવડ્યું, એટલે જેથી સારો સુબોધ થાય તેવી તેને માટે ચોપડીઓ મં-

ગાવી આપી પોતાની પાસે બેસાડી વંચાવવી. પોતાને ના આવડતું હોય તોપણ તે વાંચે તે સાંભળવું. આમ કરેથી બાળકીને વાંચવાની જરૂર પડેછે, અને તેથી તે વાંચે છે, તથા માતાને સારી સારી વાતો અને સારા સારા વિચાર સાંભળવાથી પોતાની પુત્રીને વધારે વિદ્યાભ્યાસ કરાવવાનું મન થાયછે.

**છોકરી નિશાળે જતી થાય ત્યારથી તેણે કેવાં કામો કરવાં જોઈયે?**

જ્યારથી છોકરી નિશાળે જતી થાય ત્યારથી તેને પોતાનો પાઠ કરી રહયાબાદ મા એ તેને ઘર સંસારનું કામકાજ કરતાં શિખવવાનો અભ્યાસ કરવો. ગમે તો ગરીબ હો કે તવંગર હો, પણ દરેક છોકરીને આટલું તો શીખવવુંજ જોઇએ કે, પોતાના ગજા માફક ઘરનાં વાસણ માંજવાં, કુવામાંથી કે ટાંકાંમાંથી માટીના ઘડાથી પાણી કાઢવાની તથા પાણી લાવવાની કસરત પડાવવી. ઓછામાં ઓછું ત્રણ માણસ જમે એટલું અનાજ ખાંડતાં અને દળતાં શિખવવું જોઇએ. અનાજ સાફ કરતાં અને તે કેમ ભરી રા-

ખવું તે આવડવું જોઇએ. મશાલા અને અથાણાં કેમ તૈયાર કરવાં, ત્યાર પછી સ્વાદીષ્ઠ પાક કેમ કરવા તેનું જ્ઞાન સારામાં સારૂં સંપાદન કરવું જોઇએ. ઘરમાં રાચ્છ રચીલુ હોય તે કેમ અને કયાં કયાં ગોઠવવું, તથા ઉપજ ખરચનો હિસાબ રાખવો.–આટલું જે છોકરીને નથી આવડતું તે છોકરી પૈસાથી કે બિજી ગમે તે બાબતથી તેનાં માબાપ તરફથી કે સાસરાં તરફથી સુખી હોય તો પણ તે સુખ પામતી નથી.

**છોકરીએ સમજતી થતાં પાળવાના ધર્મો.**

હવે બાલ્યાવસ્થામાં જ્યારે છોકરી સમજતી થાયછે ત્યારથી તેણે નીચે મુજબ ધર્મ પાળવા જરૂરના છે. તેણે સહવારના પોહોરમાં સૂર્ય ઉગવાની તૈયારીમાં હોય તે વખતે પણ ત્યાર પેહેલાં જરાવાર વેહેલા ઉઠી, કુદરતી હાજતથી ફારેગ થઇ દાતણ કરવું, પછી નાહાવું, અને પરમેશ્વરનું ભજન કરવું. ભજનમા પ્રથમ તો તેણે આપણા માટે જે જુદી જુદી વસ્તુઓ પેદા કરીછે તેને માટે તેનો આભાર માનવો, ત્યારપછી

તેણે જે આ જગતની અદ્દભુત રચના રચી છે તેને માટે તેનાં વખાણ કરવાં, અને છેવટ આખા દિવસમાં આપણને સારે મારગે ચલાવે એમ માગી લઈ, જે દોષ થયા હોય તેની ક્ષમા માગી, તેમ ફરીથી ન કરવાનો કબુલાત કરી, તે પાળવી. આટલું કરયા પછી માબાપના ઘરમાં ચાકર નફર હોય તો પણ પોતાનું અંગ કસવાને માટે, તેમજ કદાપો ગરોબ સાસરાં મળે તો પછી પસ્તાવું ન પડે તેટલા સારૂં પોતાનો પાઠ કરી લઇ, ઘરમાંથી અથવા છેવટ ઓરડામાંથી વાસીદુ કાઢવું, તમામ શાચ્છ રચીલું સાફ કરવું, વાસણ માંજી અંદર મો દેખાય તેવાં ચકચકીત કરવાં, પાણી ભરવું, અને ત્યારપછી રસોઇ કરતાં શીખવી, અને પછી પોતે કરવી.

### છોકરીઓનો અભ્યાસ.

અભ્યાસમાં ઓછામાં ઓછું સારૂં વાંચતાં લખતાં અને શબ્દ જ્ઞાન મેળવવું જોઇએ. ત્યાર પછી સાદા ગુણાકાર ભાગાકાર શિખવા, અને ટુંકા ટુંકા હિસાબ આ-

વડે એટલું તથા " ચાલીએકા ચાલીઆ " સુધીના આંક તો શીખવા અવસ્ય છે. વધારે શીખાય તો ઘણુંજ સારૂં છે. અભ્યાસ કરતાં કરતાં હમેશાં જેથી સુબોધ થાય તેવીજ ચોપડીઓ વાંચવી, બીજી વાંચવી નહિ. બોલવું ધીમે, ચાલવું ધીમે, હસવું ધીમે, અને વાંચવું તે પણ ધીમે ધીમે અને સમજી સમજીને વાંચવું. ગુરૂની આજ્ઞા પાળવી. નિશાળમાં રમવું નહિ. નઠારી છોકરીઓની સંગત કરવી નહિ. પાઠ બરાબર કરવો, અને જે કોઇ બોલાવે તેને જી કહીને ઉત્તર આપવો.

### છોકરીએ વાપરવાના વિવેક.

પોતાની વર્તણુંકમાં હમેશાં સભ્યતા દેખાડવી. કોઈ પોતાનાં માબાપના ઘર આગળ આવે તો તેને સનમાનથી બોલાવી બેસાડવા. મોટા હોય તેને કાકા કહીને બોલાવીએ, નાહાના હોય તેને ભાઇ કહીને બોલાવીએ. ચાકર માણસને પણ તોછડા શબ્દથી બોલાવીએ નહિ. તરછોડી નાખીએ નહીં. કોઇને ગાળ કે ટુંકારો દઇએ નહિ.

ક્રોધ કરીએ નહિ, જેના ઉપર કોપ કરવાનું ખરૂં કારણ હોય તેને એટલુંજ કહીએ કે, જો ફરીથી તું આમ કરીશ તો પછી તને રજા અપાવામાં આવશે, અને તેમ તે ફરીથી કરે તો એક વખત તેને ચેતાવી, બીજી વખત માબાપ કે ઉપરીને કાને તે વાત નખાવી તેમને યોગ્ય લાગે તેમ કરવા દેવું. ગમે તેવું આપણું સગુ કે વાહાલું આવ્યું હોય પણ પુરૂષ સાથે થોડી વાત કરવાની ટેવ રાખવી. જેની સાથે વાત કરવી તેની સાથે નીચી નજરે કરવી. વસ્ત્ર પેહેરવાં તે પોતાનું સઘળું અંગ સારી રીતે ઢંકાય તેવાં પેહેરવાં, અને તે મેલાં રાખવાં નહિ. માબાપ ગરીબ હોય તો પોતાને હાથે તે ધોઈ નાખવાં, પણ તે સ્વચ્છ રાખવાં. ઊંચી નજર કરી ચાલવું નહિ અને ઊંચી નજરે કોઈ સામું જોવું નહિ. પોતાની માની તથા બીજાં વડીલ બઈરિંઓની આમાન્યામાં રેહેવું, તેમની આજ્ઞા પાળવી અને તેમની પાસેથી બોલવા ચાલવાની તથા નાત જાતની રીતોભાતો ધીમે ધીમે શીખી લેવી. સારાં સારાં ગીત અને

રાગ પણ શીખી લેવા, અને તે ધીમે પણ મધુર રાગે સ્પષ્ટ ઉચ્ચારથી ગાવાની ટેવ પાડવી. આ ઉપરાંત દરેક છોકરીએ ભરવાનું શીવવાનું કામ શિખવું જોઇએ. શ્રીમંતની છોકરીઓએ પણ તે બીજાં કશાને માટે નહિ તો પોતાની ગમત અને દિવસ ગાળવાને માટે શિખવું જોઇએ; ગરીબને તો ઘણુંજ ઉપયોગી થઇ પડશે. આટલું શિખ્યા ઉપરાંત જો વખત મળે તો તેમણે ચિત્ર કાઢતાં શીખવું જોઇએ. એ કળા પણ ઘણીજ ઉપયોગી અને કામની છે, પરંતુ તેટલો બધો અભ્યાસ કરવાનું આપણી બાળકીઓને બનતું નથી તે તો જ્યારે આપણાં માબાપ આપણી નઠારી ચાલોને છોડી બાળ લગ્ન અટકાવે ત્યારેજ બની શકે તેમ છે. તોપણ ફિકર નહિ; વખત મળે તો તે પણ શિખવાને પ્રયત્ન કરવો એ સારો છે.

**છોકરીને સહનશિળ કરવાની જરૂર.**

એતો બધું થયું, પણ આપણા લોકોની રીત પ્રમાણે આપણે એક અગત્યનું કામ એ શીખવાનું છે કે, સહનશિળ થવું,

એટલે કે આપણા ઉપર દુઃખ પડે તે સહન કરવાની ટેવ પાડવી. અમારી કોઈપણ હિંદુ સ્ત્રી એવી નહિ જડી આવે કે, તેને પરણ્યા પછી તરત, કાંતો પોતાની સાસુ તરફથી, કાંતો જેઠાણી, કાંતો નણદ, કાંતો પાહોશણ કે પછી બીજી વડીલ કે વૃદ્ધ સ્ત્રીથી તેને મેણાં, ટુંણાં, અપશબ્દો કે બીજા ટુંકારા અને અણગમતા બોલો સાંભળવા નહિ પડયા હોય. આ પ્રસંગે જો આપણે આપણાં અંતઃ-કરણ વશ નથી રાખી શકતાં તો પછી તેમાંથી મોટો કલેશ થાયછે, અને માહા ઝેરનાં બી વવાયછે, માટે તેમ ન થાય તેટલા સારૂ સહ-નશિળ થવું. ગમે તેમ ઉપરી બોલે તો પણ તેમનાં સામો પ્રત્યુત્તર નાજ આપવો. તેમની પાસે ઉલટી ક્ષમા માગવી, અને બનતી રીતે તેમને પ્રસન્ન રાખવા મેહેનત કરવી, તો તેથી આપણને સુખ મળેછે. કેટલીક જગોએ ધણી વેહેમી, અજાણ કે કુસંગતમાં પડેલો હોય છે, તો તે પણ આપણાં કુમળાં મગજને કષ્ટ થાય તેવી વર્તણુંક ચલાવેછે. કોઇ કોઈ તો મારે છે, કોઈ ગાળો દેછે, કોઇ

રિસાવેછે અને કોઈ કોઈ તો સામું પણ જોતા નથી. તો તે વખતે તમારે ધીરજ પકડી, તેને જેમ રાજી કરાય તેમ કરવાની મેહેનત કરવી, તેથી કંટાળવું નહિ, કલેશ કરવો નહિ, માબાપોને શાપ દેવા નહિ, પણ હિમ્મત ધરી જેમ બને તેમ તેનું વલણ આપણા તરફ ખેંચવાને બનતી કોશેશ કરવી. એથી કંટાળી પિયર જવું નહિ. પરણ્યા પછી અને સંસારનો બોજો ઉપાડવાને લાયક થયા પછી સસરાને ઘેરજ વાસો રાખવો. માબાપને મળવા જવું હોય તો સાસુ સસરા કે પતીની આજ્ઞા લઇ જવું. રસ્તામાં કોઇ સાથે વાત કરવા ઉભાં રહેવું નહિ. પિયેરપણામાં ઝાઝીવાર ખોટી થવું નહિ. બેહેનપણીઓને ઘેર ભટકવા કે મળવા જવું નહિ. ન ચાલે તો પોતાના વડીલોની આજ્ઞાથી તેમ કરવું, કે તેમને પોતાને ઘેર તેડાવી વાત કરવી. તેમાં પણ પોતાના સસરાના ઘરની કશી વાત કરવી નહિ, પતીની નીંદા કરવી નહિ, જેમ બને તેમ પોતાનું દુઃખ પોતાના પેટમાંજ ઉતારવાની ટેવ પાડવી. સુખ હોય

તો તે માબાપ અને સખીઓને કહી તેમને સુખી કરવાં, પણ દુઃખની વાતો તેમને કહી દુઃખી કરવાં નહિ.

### છોકરીની સાસરાં તરફની ફરજ.

સાસરે જવું ત્યાં પોતાની જણસ ભાવ સાચવીને ઠેકાણે મૂકવી, સાસુ સસરાને, જેઠ જેઠાણીને અને બીજાં વડીલોને માન આપવું. નણદ દેરાણીઓથી સખી ભાવે વર્તવું. પોતાથી બનતું ઘરનું કામકાજ વગર દેખાડે કરવું, વહેલાં ઉઠવું, મોડાં સુવું, અને પતીની પ્રીતિ સંપાદન કરવી. સસરાને ઘેર કોઇ પણ પુરૂષ આવે તો ત્યાં આપણે મો દેખાડવા ઉભું ન રહેવું. કોઈ ઘરમાં ના હોય તો ચાકર પાસે તેમને આવકાર દેવરાવવો, તે પણ નાજ હોય તો તમારે મર્યાદાથી આવકાર દઈ કહેવું કે તે આવે એટલે કૃપા કરી પધારજો, અમુક અમુક જગોએ ગયાછે, ઇત્યાદી.

### સાસરીયાંની કુથલી કરવાનો કુચાલ.

આ બાબત બંધ કરતાં હું મારા અનુભવથી કહું છું કે, અમારી બેહેનોને ઘણી

નઠારી ટેવ છે કે, બે ચાર બેહેનપણીઓ એક ઠી થઇ કે, પોતાનાં સાસરીયાંની કુથલી કાઢી તેમની નીંદા કરવા મચી જાયછે. તે ઘણી ખોટી ટેવ છે. હસાહસ અને મશકરીઓ ઉપર ઉતરી જાયછે, તે તેમને હલકી પાડનારી વાત છે. કોઇને ત્યાં લગનમાં જાયછે તો નીરલાજરાં ગીતો ગાયછે, તે તેમને અનીતિમાન કરતા છે. પારકા પુરૂષો સાથે ઉંચે સ્વરે અને છુટથી વાતો કરેછે, તે તેમને છાજતી નથી. અને હમારી પારસી બેહેનોની સુઘડતા, શિખવાની કાળજી અને ભરવા સીવવાની પરીપુર્ણતાનાં વખાણ કરી તેમનામાં જે આછકલઈનો, અને હદથી ઉપરાંત છુટ લેવાના દુર્ગુણો ભરાઇ ગયા છે, તેમને માટે હું તેમની દયા ખાઈ વિનય પૂર્વક વિનંતી કરૂંછું કે તેમણે તે ટાળવાનો ઉદ્યમ કરવો. અલબત આ મારૂં બોલવું બધાને માટે નથી; તેમાં પણ કેટલીએક મને આથી પણ વધારે શોખામણ આપી શીખવે અને તેમની પાસે હું શિષ્ય ભાવે રહું તેવીઓ છે.

## યુવાવસ્થા.

બાલ્યાવસ્થાના કરતાં યુવાવસ્થામાં સ્ત્રીઓએ કેમ વર્તવું, અને શેની સાવચેતી રાખવી એ વિશે લગાર વિગતવાર બોલવું પડશે. પણ અમારી સ્ત્રી જાતીને મૂળમાં વાંચવાની બારશી તે આ બાબત વધુ લાંબુ લખાણ થાય તો વાંચે નહિ, માટે એ બાબતના પણ મારે પાછા ભાગ પાડવા પડશે. આ અવસ્થા એવી છે કે, તેમાં જો લગાર વિવેક કે મર્યાદામાં ખામી પડેછે તો પછી આખા ભવનું દુઃખ માથે આવી પડેછે; અને જો તે સચવાયછે તો પછી આખા ભવની ભવટ ભાગેછે. મને મારી બાલ્યાવસ્થામાં મારી વૃદ્ધ માતાજીએ જેજે શીખામણ દીધીછે, અને જે જે સૂચનાઓ કરીછે તે મારા મન ઉપર હજુ સૂધી એવી ને એવી ઠરી રહીછે. એક વખત સહેજ વાત ઉપર વાત નીકળી ત્યારે મને મારી એક વૃદ્ધ પડોસણે એમ કહ્યું હતું કે, કાગળની કોથળીમાં ખૂટા ભરી તેની જેટલી સંભાળ રાખવી પડેછે તે-

ટલો કાળજી કુળવાન સ્ત્રીને યુવાવસ્થામાં ક-
લંક ન લાગે તેની રાખવી પડેછે." એક વખત
મને યાદ છે કે, મારા ઘરડા ગોરે મારાં લગ્ન
થયા પછી કહ્યું હતું કે, "હવે તારે એમ સ-
મજવું કે, તારાં વૃદ્ધ માતપિતાની સુકીર્તી
તારે હાથ છે. તારે તારો બાલ્યાવસ્થાની ત-
મામ હઠો અને ચંચળતા મૂકી દઈ જૂદાજ
પ્રકારની હઠો અને ચંચળતા ધારણ કરવી."
એ વખતે એ અમુલ્ય વચન ઉપર મને
વિશ્વાસ ન્હોતો પડતો, પણ હવે મારી ખાતરી
થાયછે કે એ વૃદ્ધ ગુરૂજીએ થોડા બોલમાં
અતિ ઘણો બોધ કર્યોછે. યુવાવસ્થાનો શરૂ-
આત ઘણું કરીને પંદર વર્ષથી થાયછે, પણ
આપણા હિંદુઓમાં લગ્ન ઘણાં વહેલાં થાય-
છે, તેથી તેની શરૂઆત લગ્ન થવાની તારી-
ખથીજ ગણવી એ વધારે સારૂં છે; અને
એ પ્રમાણે લગ્ન થયા પછીથી તરત સ્ત્રીએ
શું કરવું એ વિષે પેહેલ વેહેલું બોલુંછું.

**લગ્ન થયા પછી રાખવાની વર્તણુક.**

દરેક સ્ત્રીએ પોતાનું લગ્ન થયું કે તરત
લજ્યા ધારણ કરવી ઘટેછે. થોડું બોલવું,

થોડું હસવું, થોડું ફરવું અને થોડું જમવું. પારકા પુરૂષો સાથે એકાંતમાં વાત કરવી નહિ. શરીર અને લુગડાં સંકોચીને ચાલવું. શરીર ઉપર બેવડાં લુગડાં રાખવાં. કપાળમાં કંકુનો ચાંલ્લો કરવો અને પોતાનું કામકાજ કરવામાં ચપળતા રાખવી. દિવસે ઊંઘવું નહિ અને મોડાં સૂઇ વહેલાં ઉઠવાની ટેવ પાડવી. સ્વભાવ નરમ અને મળતાવડો રાખવો. રીસને તો સમુળી વીસારીજ દેવી. રસ્તે ચાલતાં કે ઘરમાં અથવા બાહાર બેઠાં બેઠાં પણ કોઇના સામી આડી નજર કરી જોવું નહિ. કોઇનું હાસ્ય કરવું નહિ. કોઇને તો છડો બોલ બોલવો નહિ કે કોઇને મહેણાં મારવાં નહિ. ઘરનું કામકાજ કરતાં જુજ વખત મળે તેમાં નિશાળ મધ્યે વાંચેલાં નીતિનાં પુસ્તક વાંચવાં અને તે ઉપરાંત નવરાશ મળે તો બીજાં ઉપયોગી પુસ્તકો વાંચવાં તથા શીવવા ભરવાનો રેવાજ રાખવો. માંહોમાંહે સ્ત્રીઓમાં સંપ અને સ્નેહ વધારવો, પરંતું પુરૂષો સાથે થોડું સંભાષણ અને સ્નેહ રખાય તેમ વધારે સારૂં. તેમની

સાથે બોલતી વખતે હમેશાં નિચી નજર રાખવી અને સર્વથા સ્મીત કે હાસ્ય કરવું નહિ. ગમે તેવો નજદીકનો સગો કે સંબંધી હોય તથાપી તેનાથી છેટાં ઉભાં રહી વાત કરવી. વાત કરતાં અંગના કે અવયવના કશી વાતે ચાળા કરવા નહિ. પતિ સિવાયના તમામને, પછી તે વડીલ હોય તો કાકા અને નાના હોય તો ભાઈકરીનેજ બોલાવવા, અને તેમને વાત કહું કે અહીં આવો એમ કહી સાદ કરવો નહિ. જરૂર પડે તો તેમની સાથે વાત કરવી તે ચાસનજ કરવી અને ગુપ્ત વાત પતિ સિવાય અન્યની સાથે કરવીજ નહિ.

**સ્ત્રીની સાસરાં તરફની ફરજ.**

સ્ત્રીએ જ્યારે સાસરે જવું ત્યારે સાસુ સસરાની અને સ્વામીની શેવા કરવી તથા આજ્ઞા માનવી. પોતાને જે કષ્ટ પડે તે બનતા સુધી સહન કરવું, પણ કોઈને કહેવુ નહિ. પોતાનું શરીર હમેશાં સ્વચ્છ અને નિર્મળ રાખવું તથા લૂગડાં લત્તાં ધોએલાં પેહેરવાં. પોતાનું મોં હમેશાં હસ્તુ રાખવું,

અને જે મળે તેમાં આનંદ માની સામાને આનંદમાં હોઇએ તેમ દેખાડવું. કોઈ કંઇ કહે તોપણ તેથી માઠું લાગ્યું છે તેમ ન જણાવતાં, તેણે તેજ શીખામણની વાત કહી એમ તમો માનોછો તેમ તેને જણાવવું. સારી અને સદગુણી સ્ત્રીઓનો સંગત કરવો, અને દુષ્ટ દુરમતિઓના પડછાયે પણ ઉભાં રેહેવું નહિ.

### સ્ત્રીને શિયળ પાળવાની અગત.

યુવાવસ્થામાં દરેક સ્ત્રીને પછી કંગાળમાં કંગાળ હો કે તવંગર હો તોપણ, તેને એક પ્રકારનો અંગમાં અહંકાર પેદા થાયછે, અને એથી પછી એમની અક્કલમાં ખામી પડેછે. તે એટલે સૂધી કે એથી પછી તેઓ અત્યંત નિંદીત કર્મ કરવાને પણ પ્રવર્ત્તેછે. સ્ત્રીઓના બાહારના શણગાર ગમે એટલા હોય તોપણ તેનામાં અંદરનો એકનો એક શણગાર જે શિયળ છે તે જ્યાં સૂધી નથી હતો ત્યાં સૂધી તેના કોઈપણ શણગાર ઉપયોગમાં આવતા નથી. દરેક સ્ત્રીને શિયળ પાળવું એજ મુખ્ય ધર્મ છે. જેનામાં શિયળ

નથી અને જે શિયળ ભંગ કરેછે તેનામાં ગમે એટલા બીજા ગુણ હશે, તેનામાં ગમે એટલું રૂપ હશે, અને તેણે ગમે એટલા અલંકાર અને શણગાર પેહેરયા હશે, તોપણ તેથી તે શોભાવાની નથી.

આ સંસારમાં સ્ત્રીને યુવાવસ્થા જેવી લલચાવનારઅને અંધાપો આપનાર બીજી કશી વસ્તુ નથી. જેટલી તે લલચાવનારી છે તેટલીજ તે બેહેકાવનારી અને ઉનમતો કરનારી છે, માટે તે વખતે તેમણે વધારે સાવચેત રહેવું ઘટેછે; કેમકે એ વખતે તમામ ઉલટાં વાકયજ તેમને યાદ આવ્યા કરેછે; જેમકે યુવાવસ્થા ચાર દિવસનું ચટકું છે, દુનિયામાં કશું સાથે લઈજવાનું નથી, માટે જે મોજ મજા માણી અને સુખ લીધું તેજ ખરૂં છે. પણ મારી તમામ બેહેનોને મારી વિનય પુર્વક વિનંતી છે જે, તેમણે તેમના મનંથી એવા તમામ વિચારો કાઢો નાખવા અને એ ચાર દિવસનું ચટકું છે માટેજ તેનો વધુ લોભ ના કરતાં તથા દુનીઆમાં કશું સાથે લઇ જવાનું નથી માટેજ તે ઉપ

રથી બોધ લઇને, તમારે જે હમેશાં રહેવાનું છે તથા જે તમારી સાથે લઇ જવાનું છે, તેનો સંગ્રહ કરવો ઘટે છે.

તે એજ છે કે સદકીર્તી અને સદકર્મ કરી સદાચરણે ચાલવું. જે સારી વસ્તુઓ છે તે પોતાની સુવાસ આગળ આગળ પ્રસારે છે, અને નઠારી વસ્તુઓ પોતાની દુર્ગંધ પછવાડે મુકતી જાય છે. જેમકે કોઇ માળી ફુલ લઇને જતો હશે તો તેની આગળ ચાલનાર માણસને પણ તેની સુગંધીનો વાસ આગળ આવશે અને તેને પણ સુખી કરશે. પરંતુ કોઈ નર્ક લઈ જતો હશે તો તેની દુર્ગંધી પાછળ ચાલનારને પણ પીડા કરનારી થઇ પડ્યા વિના રહેનારી નથી. માટે સારાં નરસાં કામ અને કીર્તી અપકીર્તીનો એટલો તફાવત છે.

## આગળા કાળમાં થઈ ગયલી પતિવ્રતા સ્ત્રીઓ.

મારી ઘણી ખરી બેહેનોએ વાંચ્યું નહીં હોય તો સાંભલ્યું પણ હશે કે, અસલવારે ઘણી સતી સ્ત્રીઓ થઈ ગઈ છે કે, જે

મણે પોતાના નામ આજ સુધી અમર કરી આપણને તેમનાં નામ રોજ સવારના પોહોરમાં ઉઠીને દેવાની જરૂર પાડીછે. તે એ કે દરેક સ્ત્રીએ દાતણ કરી આ પાંચ નામનો મંત્ર અવશ્યે જપવોજ જોઇએ કે, अहल्या तारा ने द्रौपती; सिता ने मंदोदरी ॥ ए पांचे नाम समरये महापातक पण नाश पामे छे તો તેમજ આપણે પણ આપણાં નામ અમર કરવાં જોઈએ છે. આપણે આપણા અહંકારમાં અને ક્ષણિક સુખમાં કદી એમ સમજી લઇશું કે આપણે આપણું સાર્થક કર્યું, પણ ના, તેમ નથી. આપણા જેવી તો શું પણ આપણથી અધીક રૂપાળી, આપણથી પણ વધારે ભણેલી, આપણથી વધારે સમૃદ્ધીવાળીઓ, આપણાથી પણ અધીક વિવેકી અને વિચારવંત આ દુનિયાંમાં અનેક સ્ત્રીઓ જનમીઓ છે અને મરણ પણ પામી ગઇઓછે, તથાપી તેમનાં નામ નિશાન રહ્યાં નથી, તો આપણ કોણ માત્રમાં છૈએ. એમ સમજી તમારે તમારો અને તમારા પિતા અને સસરા સાસુના તમામના હીતનો મારગ શોધ-

વાનો એજ સરસ રસ્તો છે કે, તમારે શિયળ સંભાળી રાખવું.

ગમે તેટલો તવંગર કાં નથી હતો, ગમે એટલો રૂપાળો કાં નથી હતો, ગમે એટલો તમોને આ જગતનાં ક્ષણિક સુખનો સંપાદી આપનાર કાં નથી હતો, અને તમારે તેમની ગમે એટલી ગરજ કાં નથી હતી; તમે ગમે એટલાં સંકટમાં કાં નથી હતાં, અને તમારો જીવ આ માની લીધેલા ખોળીયામાંથી કાલે જતો હોય તે આજને આજ કે અબ ઘડી કાં નથી જતો; પણ જો તમો સારૂં કર્તવ્ય ખરેખરૂં સમજતાં હો, તો કોટી ઉપાયે અને કરોડ વાતે તમારી કાયાને તમારામાં પ્રાણ હોય ત્યાં સુધી તમારા પ્રાણપતી શિવાય બીજાના પંડનો સ્પર્સ થવા ન દેશો. એજ મારી તમોને વિનયપુર્વક વિનંતી છે, ધર્માનુસાર આજ્ઞા છે અને ઉદ્ધાર કરવાનો ઉપાય છે.

**કુમાર્ગનાં માઠાં પરીણામ.**

જે સ્ત્રિઓ ઉપરના સ્તુતી પાત્ર ધર્મથી વિરૂધ રીતે ચાલીઓછે તેમાંના સો દાખ

લા લેશો તો તેમાંથી ભાગ્યેંજ એકનો એવો દાખલો મળશે કે તેથી તે પોતે અથવા તેનો સોબતી સુખી થયાંછે. કોઇ ગળે ફાંસો ખઇને મુઈ હશે; તો કોઇએ વાવ કુવો કે દરીઓ કર્યો હશે, કોઇએ ઝેર ખાધું હશે તો કોઇ રઝળી રડવડીને મોઇ હશે; કોઈ ચીથરેહાલ થઇ હશે કે કોઇના ભૂખે પ્રાણ ગયા હશે; કોઇને ભીખ માગવો પડી હશે કે કોઇ રીબીને મોઈ હશે, કોઇને કીડા પડયા હશે; પણ કોઇએ સુખે પોતાનો સંસાર કરયો નહિ હશે. માટે તથા કોલસા સો મણ સાબુએ ધો એથી પણ ઉજળા થતા નથી તેમ ખોટું તે ખરૂં નથી થતું માટે, ઓ મારી બેહેનો, ઓ મારી ભોળી, અભણ અને અજ્ઞાની બેનો, તમો કપટ અને કુડાં વચનથી લલચાઇને લપસી ના પડો. ઓ મારો થોડી ઘણી ભણેલી બેનો, તમો સુંઠનો ગાંગડો લઇને ગાંધી થવા જેવું ના કરો, અને ઓ મારી વેશધારી સુધરેલી સખીઓ, તમો તમારા વેશથી હવે પછીની ઉછરતી પ્રજાને ખોટા દાખલાઓ ના આપો. તમે તમારા ખોટા પક્ષ

ને સબળ કરવા ઇંગ્રેજો અને પારસીઓમાં અણઘટતી છૂટ આપવાના સ્વછંદીપણાને અમારા આગળ આડાં ના કરો, અને તમો તમારાં ક્ષણિક સુખને સારૂં તમારી પછીની થતી નવી પ્રજાનાં તમામ સુખનો ભોગ ના આપો.

મારી બેનો, અરે સખીઓ અને સાહેલીઓ, તમારાં કામની અને લાયકની શી ખામણ તો એજ છે કે, તમો ભણો, હુશીઆર થાઓ, તેથી તમો તમારા સ્વામીનેજ રીઝવો, તમો તેનીજ સેવા કરો, તમો તેનેજ તમારૂં સરવસ્વ ગણો, તેનીજ સાથે રમો, જમો અને ફરો, તમો તેજ જેમ રાજી રહે તેમ વર્તો, તમો તેનીજ દરકાર કરો, અને તમે તેનાજ બોલેલા બોલ પાળો. એથી તમો સુખી થશો અને બીજાને સુખી કરશો.

**સ્ત્રી, ઘરના પ્રધાન રૂપે છે, અને તેને પુરૂષ તરફથી માન મલવાની અગત છે.**

યુવાવસ્થામાં ચઢતું લોહી હોયછે, તેથી કરી મનમાં પણ વધારે જુસ્સો રહેછે. આથી કોઇ કાંઇ કહે છે તો તે, તે અવસ્થા-

માં સહન કરી શકાતું નથી, અને સહજ વાતમાં માહોમાંહે કંકાસ કલેશ થઈ જાયછે, તે અવશ્યે કરી ના કરવું જોઇએ.

સ્ત્રીએ યુવાસ્સ્થામાં ઠરેલ સ્વભાવ રાખી શાંત થવું ઘટેછે, એમતો આપણે આગળ લખ્યું છે. એનું કારણ હવે આપણે અહીઆં વિચારીએ છેએ. સ્ત્રી જે છે તે ઘર રૂપી એક રાજ્યસ્થાનના ધણી રૂપી રાજાની પ્રધાન છે. હમેશાં રાજ્ય અને રાજાની દોરી પ્રધાનના હાથમાં રહેછે. માટે જો પ્રધાન ઠરેલ સ્વભાવ અને શાંત હોય તોજ સહુ સમાધાનીથી વર્તે છે. આ બાબતમાં તો મારે ઈંગ્રેજોની રીતોનાં વખાણ કરવાં પડશે, કેમકે ઈંગ્રેજો જેટલું તેમની સ્ત્રીઓને માન અને મરતબો આપે છે તેટલું આપણા લોકો આપતા નથી. આ વાતમાં આપણા લોકોની મોટી કસૂર છે; કારણ કે આપણા લોકો જો પોતાની સ્ત્રીઓને તેમને લાયક એવું માન અને મરતબો આપે તો તેથી બન્ને દંપતી સુખી થાય. આપણે જયાં જોઇયે ત્યાં આપણા હિંદુ ભાઇઓને સ્ત્રીઓની

ઘણીજ થોડી કાળજી કરતા દેખીશું. અલબત જે ભણેલા અને સુધરેલા છે તેઓ તેમની સ્ત્રીઓને માન નથી આપતા તેમ નથી; પણ ઘણો મોટો વર્ગ એવો છે કે, જે સ્ત્રીને હલકામાં હલકી અને એક ચાકર તુલ્ય ગણે છે. આ ચાલ આપણા અસલ આર્યોની નથી, એ આપણાં પુરાણાદિક પુરાતન પુસ્તકો વંચાય તો કયાંથી, પણ સાંભળ્યાથી જણાય છે. મેં પણ તે વાચ્યાં નથી, પણ સાંભળયાં છે. જ્યારે સાંભળ્યાથી મને આટલો સંતોષ મળ્યો છે ત્યારે વાંચ્યાથી વધારે વિચારવાનું બની આવત એ ઉઘાડું છે. ત્યારે હવે આપણામાં સ્ત્રિઓને જોઈતું માન ન આપવાની ચાલ કયારથી અને કયાંથી પડી હશે એ વિશે, લગાર આડી ઉતરી બે બોલ બોલવાની રજા લઉં છું.

મેં જે જે પુસ્તકો વાંચ્યાં છે, તેમાં અને જ્યાં જ્યાં વેહેમો ચાલ અને અજ્ઞાનતાનું બીજ રોપાયું છે ત્યાં ત્યાં તેનો દોષ આપણા ઉપર રાજ્ય કરી ગયેલા મુસલમિનો ઉપર મુકવામાં આવેલો મેં વાંચ્યો છે.

મારે પણ આ બાબતમાં એ વિશે તેમનેજ દોષ દેવાનો છે. માટે હું પણ ચાલતી ગાડી એ બેસી જાઊંછું એમ ધારશો નહિ. સ્ત્રી પુરૂષોમાં પરસ્પર પ્રીતિ, એક બીજાના માન મરતબા અને તેમના પરસ્પરના સ્નેહથી ઘાડાં થાયછે. મુસલમાનોમાં એકથી અધિક સ્ત્રીઓ કરવાનો ચાલ છે. તેઓ તેમ કરતાં પોતાનો કાળ એશ આરામમાં કાઢતા, અને વિદ્યાનો વિલાસ થોડો કરતા. આથી સ્ત્રિઓને તેઓએ હલકી પાડી, એટલે તેમનું દેખી તેમની રૈયતે પણ તેમ કરયું છે. કહ્યું છે કે यथा राजा तथा प्रजा માટે હમણાના મારા હિંદુ ભાઇઓએ તેમ કરવું ઘટતું નથી. જુઓ અંગરેજોમાં એક જીવતે બીજી સ્ત્રી નથી થતી ત્યારે તેમનાં પરસ્પર માન અને મરતબા કેવા જળવાય છે. આટલું છતાં પણ તેમની સંસારી સ્થિતીમાં બગાડ ઘણો છે તે વિશે આગળ બોલીશ.

**પતીની પ્રીતી સંપાદન કરવાની જરૂર.**

આપણી હાલત તો આવી છે તથાપી સ્ત્રીએ પોતાનું કામ કરવું જોઇએ છેએ. તે-

ને માન ના મળે તોપણ તેણે પોતાના પ-
તીને માન આપવું ઘટેછે. તેણે તેની પ્રીતિ
પતીવૃતા થઇને સંપાદન કરવી ઘટે છે. તે
કામ ના સોંપે તોપણ તેની પાસેથી પેરે પે-
રે લઇને તે કામ કરવાને લાયક છો તેમ જ
ણાવવું ઘટે છે. સ્ત્રીએ પોતાના પતીની શે-
વા કરો તેની જોઇતી તમામ જણસો તૈયાર
રાખવી ઘટે છે. પોતાના પતિના ઉઠતાં પેહે-
લાં સવારમાં તેણે ઉઠવું. પોતે દાતણ પાણી
કરી તેને માટે તૈયાર રાખવું. પોતે સ્નાન
કરી તેને માટે સ્નાન કરવાની સામગ્રી તઇ-
યાર રાખવી. સ્નાન કરવા બેસે કે તાબડતો-
બ તેને પેહેરવાનાં લુગડાં તઇઆર રાખવાં.
ત્યાર પછી પરમેશ્વરની સ્તુતી કરી સાસુ સ-
સરાની આજ્ઞા લેવા આધિન થવા તઇઆર
રેહવું. પતીને મોડાં ઉઠવાની ટેવ હોય તો
તે ઉઠે ત્યાર પેહેલાં પોતાના નિત નિયમથી
પરવારી બીજું કામ કરી લેવું. જેમકે ઘર
અને ઓરડામાંથી સાફ સુફ કરી રાચ્છ ર-
ચીલું અને સર સામાન ઘટીત જગોએ
ગોઠવવાં. સાસુ સસરા અને બીજા વડીલો

મોડાં ઉઠતા હોય તો તેમના ઉઠતા પેહેલાં વાસણ વિગેરે સ્વચ્છ કરી પાણી ગાળવું, પાણી ભરવું અને રસોઇનો સામાન તૈયાર કરી તેનો પ્રારંભ કરી રાખવો, અને તેમની આજ્ઞા લઈતે તૈયાર કરવી. જે કામ કરવું તે ઉતાવળથી અને ચોખ્ખી રીતે કરવું. વડિલોના સ્વભાવ જરા આકરા હોય અને તેથી જો તે કંઇ હરફોડા તરફોડા કરે તો મનમાં દિલગીર ન થતાં ચાનક લઇ તેમને તેમ કરવાની પણ ગરજ ન પડે તેમ કરવું. ઘરનાં તમામ વડિલને તેમના દરજજા મુજબ માન આપવું. રસોઇ સ્વાદિષ્ટ અને સરસ તૈયાર કરવી. સહુને જમાડયા પછી પોતે જમવું. સ્વામિને હમેશાંનો પેહેરવાનો પોશાક રસોઇમાં પેસતાં પેહેલાં તઇઆર કરી રાખવો. સ્વામિ બાહાર જાય ત્યારે વડિલ દેખતાં બોલાય નહીં, તો પણ તેને નમનથી નમસ્કાર કરવો અને આવે ત્યારે આવકાર દેવો.

**સ્ત્રીએ આંખો ચમકાવવાનો ગેરઉપયોગ**

આપણી સ્ત્રીઓમાં ઘણીકોને આમ તેમ આંખો ફેરવવાની ટેવ હોયછે અને તે-

થી તેમના વિશે તરેહવાર વાતો થાયછે. લોકોમાં કેહેવત સાધારણ ચાલેછે કે, "ફલાણીની આંખમાં રમકડાં રમેછે" તેમ થવા ની દેવું. એતો કુલટા સ્ત્રીનાં લક્ષણ છે. અસલ વારે પણ જ્યારે વડિલોની મર્યાદા પાળવી પડતી ત્યારે જુવાન સ્ત્રી પુરૂષો પોતપોતામાં એટલે પતી પત્નીમાં નેત્ર પલ્લાવીથી એટલે આંખની ભાષાથી વાતો કરતાં. આ બાબત મેં થોડું ઘણું વાંચ્યુંછે, પણ તે એટલું બધું કઠણ છે કે અહીં લખી ટાયલું કરવા ખુશી નથી. પણ જેમણે તેનું જ્ઞાન મેળવ્યું હોયછે તે તો નેત્ર પલ્લવી વડે જે કેહેવું કે સમજવું હોય તે કહી અને સમજાવી શકેછે. વિદ્વાન અને યુવાન સ્ત્રી પુરૂષને પોત પોતામાં પરસ્પર વાત કરવાનું એ સારૂં સાધન છે, પણ તે પોતાના પતી સાથેજ તેમ કરવા વાપરવું જોઇએ છૈએ.

**સ્ત્રીએ ઘરનો હીસાબ રાખવાની અગત.**

સ્ત્રિ, જો ઘરની વડીલ હોય તો તેણે પોતાના પતીની ઉપજ અને ખરચનો હિસાબ રાખવો જોઇએછે. વધુ નહીં તો જે

પોતા પાસે આવે અને ખરચાય તેનો હિ સાબ ઘણું કરીને રાખવોજ જોઇએ. આ ઉપરાંત આપણા લોકોમાં એક બીજામાં ક- રકરિયાવર આપવાની ઘણીજ અટપટી રી- ત છે, તે જરૂર કરી સમજવો જોઇએ, યાદ રાખવી જોઇએ અને તે મુજબ આપલે થાય તેની નોંધ રાખવી જોઇએ. ત્યાર પછી સારા નરસા અવસરે સગાં સંબંધીમાં જે આપવા લેવાની રીત ભાત હોયછે તે તમામ સમજી રાખવી જોઇએ છઇએ.

**સ્ત્રીઓમાં કુથલી કરવાનો ચાલ.**

યુવાન સ્ત્રિઓ જ્યારે ઘણું કરીને એ કઠી થાયછે ત્યારે ઘર ખટલાની કુથલીઓ, સાસુ સસરાની નિંદા અને પોતાના પતીના ગુણ દોષ ઉપર વધારે ઉતરેછે. કોઇ કોઇ વ ખત તો માંહોમાંહે મેહેણાં મારી લઢી પડેછે. આ રીત ઘણીજ નાપસંદ કરવા જેવી છે. આ ઉપરથી આપણામાં કહેવત ચાલેછે કે, ચાર મલે ચોટલા તો ભાગી પાડે ઓટલા તે દાધ આ પણે માથેથી આપણે ઉતારવો ઘટેછે.

## સ્ત્રીઓમાં ફટાણું ગાવાનો કુચાલ.

વળી આપણી યુવાન સ્ત્રિઓમાં વખોડવાલાયક એ ચાલ પડેલી છે કે, વિવાહ વાજનમાં અને વસંતના વખતમાં તેઓ ફટાણા ગણાય છે. વેહવાઇ અને જમાઇઓ સાથે બોલવામાં બેઅદબી શબ્દો પણ વાપરેછે. એ ઘણાંજ ધિઃકારવા લાયક છે. ગિતોમાં વેહવાઈ તરફનાઓને ના બોલાય તેવા હલકા બોલો અને ગાળો દેછે તેથી તેમની મુરખાઈ જણાવી આપેછે. આ ચાલ આપણામાંથી નાબુદ થવો ઘટે છે. આપણમાંના ઘણા ખરા ભણેલા અને સુધરેલા કહેવાય છે તેમણે પણ તે ચાલને ઓછો નથી કર્યો, એ દિલગીરી ભરેલું છે. આનું કારણ મને લાગેછે કે, આપણી સ્ત્રીઓનું પ્રબળ છે. માટે દરેક ભણેલી બાઇની એ ફરજ છે કે તેણે તે ચાલને નાબુદ કરી નાખવો, કેમ કે એવા અઘટીત ચાલથી લોકમાં આપણી હાંસી અને ફજેતી થાયછે. એથી આપણી લજયા ઘટેછે અને અનીતિમાં પ્રવર્ત થવાનો માર્ગ જડેછે.

## સ્ત્રીઓમાં રોવા કુટવાની રીત.

આ બાબત મારા ધારવા કરતાં વધારે લખાયું છે અને મને ધાસતી રહેછે કે રખે ને મારી આળસુ સખીઓ આ મારૂં લખાણ વાંચે નહિ, માટે તે ટુંકામાં આટપી લેવાને માટે હવે હું એકજ અને છેલી બાબદ ઉપર બોલુંછું. તે એ કે સહુથી આપણને ખરાબ કરનાર અને આપણને નિર્લજ કેહેવરાવનાર ચાલ એ છે કે, આપણે રોવા કુટવામાં પણ ખરાબમાં ખરાબ ચાલ પકડી બેઠાં છઇએ. ઘણી વખત મેં જોયુંછે કે જે વખતે કુમળી વયની સ્ત્રીઓ પોતાની છાતી ઊઘાડી કરી કુટેછે અને રસ્તામાં રૂવે છે, તે વખતે તેઓ તેમની લાજ અને મર્યાદા તમામ મૂકી દેછે. એ ચાલ અત્યંત ધીઃકારવા લાયક અને કવડી નજરે જોવાની છે. અલબત જેનું વાહાલું સગું મરે તેને કલેશ થાય, રોવું આવે; પણ તમામ ઘરને ખુણે અને યોગ્યતામાં રહીનેજ કરવું ઘટેછે. આ આપણી ચાલ તો કેવળ જંગલી અને હેવાનના જેવી છે. તેથી આપણી લાજ લુટાય

છે અને શરીરને પણ હાણી થાયછે. માટે તે મૂકી દેવી જરૂર ઘટેછે. તેમાં વળી નદી અને તળાવને આરે ઘણા લોકોના દેખતાં ઊઘાડાં શરીર મૂકી નાહાવાની રીત એટલી બધી કમકમાટ ઉપજાવનારી છે કે એથી મારી તમામ બેહેનોને દૂર રહેવા હું મારી મજબૂત ભલામણ કરૂંછું. અને કોઈ દિવસ પોતાનું અંગ ઊઘાડું કરવા કે જાહેર રીતે રોવા કુટવા કે નાહાવાને તેમને મનાઇ કરૂં. છું. મનાઇ કરૂંછું, તે મારી સત્તાથી નહિં પણ તેમની મર્યાદા અને આબરૂ જાળવવાને માટે. મારી ખાતરી છેકે આ વાંચી મને કેટલીક ઘેલી કહેશે, કેટલીક સુધરેલી કહેશે, અને કેટલીક અજાણ કહેશે; પણ જેણે થોડો ઘણો પણ વિદ્યાનો લાભ લીધોછે તે મારી વાતને માન આપી તે ઉપાડી લેશે, અને જો પરમેશ્વર મને હાલના ચાલતા કાલ મુજબ, જેવી ઘરડી સ્ત્રીઓને હું મારી નજરે જોઇ છું તેવી ઘરડી સ્ત્રી કરશે, તો મારી નજરો નજર આ મારાં તમામ વાકય મારી ઈછરતી બેહેનોએ સ્વીકારી લઈ તેને માન

આપ્યું છે એમ જોઇ હું સંતોષ માનીશ, ને મારી જગતર્કતાને એટલીજ અરજ છે કે આ મારી આશાનાં ફળ મને ચખાડવાને સાહ્ય ભૂત થાય. તથાસ્તુ.



## વૃદ્ધાવસ્થાના ધર્મ.



યુવાવસ્થા વીષે જેટલું બોલવું જોઇએ એટલું બધું તો નહિ, પણ મારાથી બોલાયું એટલું બોલી રહ્યોછું, માટે હવે હું વૃદ્ધાવસ્થાના ધર્મ વિષે થોડુંક લખી, આ મારાં લખાણનો પ્રથમ ભાગ સમાપ્ત કરૂં છું.

વૃદ્ધાવસ્થાના ધર્મ વિષે લખતાં મને મારાં મનથી સ્વભાવિક શરમ લાગેછે કે, રખે મારા વિષે મારા વાંચનાર અને સાંભળનારનાં મનમાં અભિમાનપણાંનો વિચાર આવી જાય. હું હજુ વૃદ્ધ થઇ નથો પણ વૃદ્ધ માણસોમાં વસી છું, વૃદ્ધ માણસોની વર્તણુકથી વાકેફ થઇછું, એટલે મારા ગજા માફક એ બાબતમાં બોલવા ઇચ્છું છું.

## છોકરાં પરણાવવાની ઉતાવલ અને વહુ માટેની આતુરતા.

મારા જોવામાં ઘણે ઠેકાણે આવ્યું છે કે, વૃદ્ધ સ્ત્રીઓ પોતાના છોકરાઓને પરણાવવાને ઘણોજ આતુર હોય છે. એટલા માટે તેઓ તેમના ધણી સાથે અને બિજાં આડે આવનાર માણસો સાથે કજીઓ કંકાસ કરે છે, પોતાનાં ઘરેણાં વેચેછે, અને ઘણા પ્રકારનું કષ્ટ સહન કરે છે. છોકરો નાનો હોય તો પણ લગનનો લાવો લેવા અને સગાં સંબંધીઓને નોતરવાને ઘણાંજ આતુર જણાયછે. વહુ આવી ના હોય ત્યાર પહેલાં તેનાં મોટાં મોટાં વખાણ કરેછે, અને તેની વાત કરતાં હમેશાં મોં પોહોળું ને પોહોળું રહેછે.

પરણીને વહુ જયારે પહેલે આણે ઘેર આવેછે ત્યારે, સાસુ તેને માટે સારાં સારાં ખાવાનાં કરેછે, પોતાનાં જે સગાં વાહાલાં અને ઓળખીતાં હોયછે તથાં દેખાડવા લઈ જાય છે, અને ટુંકામાં એટલુંજ કે, ફુલઈને ફાળકો બની જાયછે અને તેમનો હરખ તેમના દીલમાં સમાઈ શકતો નથી.

## સાસુઓનો વહુઓ તરફ વેરભાવ.

પણ જેવી વહુ બિજે આણે કે ત્રીજે આણે આવેછે, અને ઘરમાં રહેવાનો નિશ્ચય કરેછે, એટલે પછી કોણ જાણે શા કારણથી સાસુ વહુને બીલાડી અને ઊંદરનું નાતું હોય એમ ઘણી જગોએ જોવામાં આવે છે. હું કબુલ કરૂં છું, કે કેટલીક જગોએ જુવાન વહુનો પણ એ બાબતમાં વાંક હશે, પણ ખરૂં જોતાં અને સરાસરી ગણતાં સાસુજ વહુના ઉપર સહજ વેર બાંધીને બેસે છે. આનું કારણ મારા સમજવા મેળે તેમની અજ્ઞાનતા અને આસપાસનાં બિજાં અદેખાંઓની શિખવણીજ હોવી જોઇએ; નહી તો જે વહુને આણવા ધણી સાથે લડે, પોતાના દાગીના વેચે, અને વહુને નામે હરખાય અને ફુલાય, તેનામાં આટલો બધો એકદમ ફેરફાર થાય એ સંભવેજ નહિ.

મેં ઘણે ઠેકાણે સાંભળ્યું છે કે, "વહુના ઉપર જો પ્રથમથી રોફ ના રાખીએ તો પછી વહુ આપણને ગાંઠે નહિ, આપણે

માથે છાણાં થાપે, અને ધણીની માનીતી થઈ પડે." બીજે ઠેકાણે એમ પણ સાંભળ્યું છે કે, "વહુ શું કરવા આવી છે? ઘરમાં લુંડીની માફક કામ કરવા, અને આપણા હુકમ ઉઠાવવા." જેઓ બીચારાં કેવળ અભણ અને અજાણ છે તેઓ તો ત્યાં સુધી કહેછે કે, "વહુ મુઇ અને એક ઊંદરડી મુઇ એ બરાબર છે, વહુ મુઇ તો એક ખાસડું ફાટયા બરાબર છે." આવા આવા અનેક વિચારો વડીલોના મનમાં ઘુમ્યા કરેછે, એ આપણે નજરે જોયુંછે, અને કાને સાંભળ્યુંછે. માટે મારી મારાથી વડીલ એવી વૃદ્ધ સ્ત્રીઓને વિનય પુર્વક એટલીજ વિનંતી છે કે, તેમણે તેવા વિચાર કદી રાખવા નહિ. એથી એઓ પોતાનો ભાર બોજ ગુમાવેછે. વહુઓ નઠોર થઇ જાયછે. તેમને ગાંઠતી નથી, તેમને ચાહતી નથી. કુટંબમાં કલેશ થાયછે, અને અંત્યે વેર વધી પડી સંપનો નાશ થઇ જુદાં પડેછે. સાસુએ પોતાના દિકરાની વહુમાં અને પોતાની દીકરીમાં કશો તફાવત ગણવો નહિ. પોતાથી નાની હલેતી અને

અણસમજુ છે એમ સમજી તેને સુધારવાના ઉપાય કરવા ઘટેછે.

કેટલીક જગોએ છોકરાઓનાં લગ્ન નાનપણથી થયલાં હોયછે ત્યાં નાના છોકરા માવડીયા હોયછે, તેમની પાસે તેમની મા તેની વહુને ઘણાં ઘણાં દુઃખ દેવરાવેછે, અબોલા લેવરાવેછે. તેને માર મરાવેછે, અને અનેક વાતે રંજાડાવેછે. એ ચાલ પણ આપણી વૃદ્ધ સ્ત્રીઓએ ધીઃકારોને કાહડી નાખવી ઘટે છે.

સાસુ વિગેરે ઘરની વડીલ સ્ત્રીઓનો બીજો એવો સ્વભાવ હોયછે કે, વહુનાં પિએરીયાં વિષે જયારે ને ત્યારે હલકા વિચાર જણાવવા, તેણીને મેણાં મારવાં, વહેવાઇનાં ઘરનો નાણાનો લોભ રાખવો, તે ના મળેતો વહુના ઉપર વેર વાળવું અને ગમે તો વહુને અને તેનાં પિએરીઆંઓને ગાળો પણ દેવી. આ રીત સહુથી વધારે દુઃખ ઉપજાવનારી છે, માટે તેને પડછાંએ પણ તેમણે ઉભાં રેહેવું જોઇતું નથી; કેમકે એથી નાના મોટાની માઝા તુટી જાયછે. વહુ વાચાળ થાયછે,

અને રહેતે રહેતે વઢકારી થાયછે, તેનું કારણ પણ એજ હોયછે.

દરેક યુવાન સ્ત્રીમાં શરમ લાજ અને મલાજો જોઇએ એતો મેં અગાઉથીજ જણાવ્યું છે; પણ જ્યારે સ્ત્રી પુરૂષમાં સંપ રહેછે અને બનતી રાશ સારી હોયછે તથા તેઓ એક બીજાનાં દુખે દાઝેછે, ત્યારે આપણાં વડીલો તેમને એક જુદાંજ રૂપમાં લોક આળ મૂકેછે. તેઓ કહેછે કે "છોકરો તો વહુને વશ થયોછે; છોકરાને આજ કાલની આવેલીએ કામણ કરયાં છે; મા ભુંડી અને વહુ રૂડી, એમ કહેતાં બાયલો શરમાતોય નથી. બાઇ આવા પુત્રથી ના પુત્ર સારાં" વીગેરે, એવા હલકાં અને કલેશ ઉપજાવનારાં વચન ઓચરેછે કે તે વિષે લખવા બેસું તો પાર પણ ના આવે. જમાઈ છોકરીને વશ હોય તો એજ મોઢે જમાઇનાં વખાણ કરેછે એ શું નવાઇ જેવું નથી !

આટલું તો મેં નજરે જોયું છે અને જુજ જાતે અનુભવ્યુંછે તે મેં કહ્યું, પણ એવા પણ દાખલા ઘણા મળી આવશે કે

જેમાં સાસુઓ પોતાની વહુઓ જોડે ઘણી સારી રીતે વર્તે છે, અને તેને માટે હું તેમને, ઉપકાર માની બધી વૃદ્ધ સ્ત્રીઓને તેમની પેઠે વર્તવાને વિનંતી કરૂંછું. હવે હું વૃદ્ધ સ્ત્રીઓને શું શું કરવું જરૂરનું છે તે બાબતપર બોલુંછું.

**વહુઓ તથા તેમનાં છોકરાં.**

વૃદ્ધ સ્ત્રિઓએ, પોતાનાં બાળકો, તેમની વહુઓ, અને સંતતીને સંતોષની નજરે જોવાં ઘટેછે. તેમના તમામના ઉપર સરખી નજરે જોવું, તેમને સહુને સમાન ગણવાં, દરેકને દરેકનું કામ બતાવવું, ભુલ કરે તો સુધારવા કહેવું, ક્રોધ કરવો નહિ, કડવું વચન ઉચરવું નહિ, પોતાને જુવાનીમાં જે વેઠવું પડયું હોય તેથી નરમાશ પકડી પોતાની વહુ અને છોકરાંને તેમ વીતાડવું નહિ, પણ ઉલટો ધડો લેવો કે જેમ આપણને લાગતું તેમજ તેમને લાગશે, અને કંટાળશે. વહુવારૂઓ લાજ અને મલાજાથી બોલે નહિ માટે તેમને જોઇતી જરૂરીઆતની જણસભાવ તમામ તેમણે કરાવવી. તે તેમને આ-

પવી, સંભાળવી, અને પોતા ઉપર વીતેલી વાતો કહેવા લાયક હોય તે કહી તેમને સાવધ રહેવા બોધ કરવો. ઘરનું કામકાજ આટોપ્યા પછી નિરાંતનો કાળ ઇશ્વર ભજનમાં અને પોતાની વાડીને ઇશ્વર સુખી કરે એવી ભકતી કરવામાં, અને આશીષ દેવામાં ગાળવો. પોતાના કુટંબમાં માંહોમાંહે કોઇ લઢેવઢે તો તેમની હકીકત શાંત મને સાંભળી, જેને ઘટે તેવી યોગ્ય શીક્ષા કે ઠપકો દેવો, અને ઘર સંસારની સંભાળ જેમ એક રાજા આખા રાજની રાખેછે તવો રીતે રાખવી.

વૃદ્ધ સ્ત્રીઓએ પોતાની વહુ વારૂઓને તથા પુત્રીઓને જ્યાં સારૂં સારૂં જોવાનું હોય કે સારૂં સારૂં સાંભળવાનું હોય, ત્યાં સાથે તેડી જવી. એકલી ચાલતાં સુધી મોકલવી નહિ. પોતાના છોકરાઓ અને તેમની સ્ત્રીઓ તથા પોતાની છોકરીઓ અને જમાઇઓ તથા વહેવાઇ વેહેવાણોમાં દીન દીન વધતો સ્નેહ વધે એવા ઉપાયો કરતાં રહેવું, અને એજ એમનો એ અવસ્થામાં મુખ્ય ધર્મ છે એમ માનવું.

ઉપર જે જે વાત સાસુને માટે લખી તે તે વાત સાસુ ના હોય તો ઘરમાં વડીલ જે કોઇ હોય, પછી જેઠાણી, નણંદ કે કાકી જી, તો તેમને તમામને લાગુ પડે છે; અને તેમણે પણ તેવોજ બોધ લેવો ઘટેછે. માટે એ બાબત હું ફરીથી એ ને એ વાત લખી વાંચનારનો વખત રોકવા રાજી નથી.

હવે દરેક માતાએ પોતાની પુત્રીની વર્તણુક ઉપર મૂળથી સારી પેઠે લક્ષ આપવું જોઇએ છેએ, કેમકે વૃદ્ધ અને વડીલ તે ઉપર લક્ષ નથી આપતાં તો પછી તેમની પુત્રીને મોટાં થયે સુખની પ્રાપ્તી થતી નથી.

દરેક માતાએ પોતાની પુત્રોને નાનપણથી શાંત થવા અને સહનશીલ થવાને ટેવ પાડવી. જેમ તેઓ પોતાના છોકરાની વહુઓ સાથે આડકતરી ચાલ ચલાવી તેમની સાથે ગુસો કરેછે તેમ તો નહિ, તથાપો ભુલ ચુકને માટે ઠપકો દેઇ તથા જુજ આડકતરી ચાલ ચલાવી છોકરીઓને જે આપણી હીંદુઓની હાલની ધીઃકારવા લાયક ચાલ પ્રમાણે સહન કરવું પડેછે તે સહન

કરી શકે એને સારૂ ટેવ પડાવવી જોઇએ છેએ, નહિ તો પછી છોકરી કંટાળો જઇ સાસરે રેહેતી નથી—પિએર નાશી આવેછે, અને તે તેણીનો આખો ભવ દુ:ખમાં ને દુ:ખમાં ગુજારે છે.

ગ્રહસ્થોના ઘરમાં મેં મારી નજરે જોયું છે કે, છોકરીઓને છોકરાની માફક મોઢે ચઢાવે છે, છેક મોટી થાય ત્યાં સુધી છોકરાના જેવો પોશાક પહેરાવે છે, બેટા અને બ્હેન બ્હેન કહીને મોં સુકાવે છે, તેથી છોકરી સુધરતી નથી પણ બગડે છે, તથા બહેકે છે. માટે દરેક માતાએ પોતાની પુત્રીને કોઇ દિવસ કોઇપિણ વાતે મોઢે ચઢાવવી નહિ. એક તો મુળે આપણામાં અજ્ઞાનતાનો ભાગ વિશેષ, તેમાં જોઇતી કેળવણી મળે નહિ, અને માએ મોઢે ચઢાવ્યાં એટલે અખાની કેહેવત પરમાણે "મરકટ ને મદિરા પાયા" બરાબર થઇ પડેછે. તેમ કદી કરવું જોઇતું નથી. છોકરીના પોશાક ઉપર, છોકરીની ચાલ ઉપર, છોકરીના બોલવા ઉપર, અને છોકરીના ભણવા તથા કામ કરવા ઉપ

ર સખત દેખરેખ રાખવી એ માતાની મુખ્ય ફરજ છે એમ હું માનું છું. અને જ્યારે હું મારી બાલ્યાવસ્થાને યાદ કરૂં છું તથા તે વખતે મારી વાહાલી માતાજીની મારા પ્રત્યેની વર્તણુકનો ત્રાસ સંભારૂં છું, ત્યારે મારી ખાતરી થાય છે કે, મારી માતાજી જે મારા ઉપર સખતાઇ રાખતી હતી તે મારાં આ વખતનાં સુખને માટે, અને મારા પ્રત્યેના ખરા સ્નેહને માટેજ, એમાં કશો શક નથી. મારી વાંચનાર બેહેનો, હું જાણું છું કે મારૂં આ લખાણ જરા લાંબુ છે. પણ વૃદ્ધાવસ્થાના ધર્મ કહેતાં કહેતાં, આપણે પણ વદ્ધ થવાનું છે, માટે તે આપણે અગાઉથી સમજી રાખવા ઘટેછે, એમ જાણી હું માર માતાની મારા પ્રત્યેની વર્તણુકની વાત ટુંકામાં કહી આ મારો વિષય બંધ કરીશ.

મારી માતા મને નાનપણમાં જ્યારથી હું છ વરસની સમજણી થઈ ત્યારથી છોકરાઓ ભેગી રમવા ન દેતી. મને કોઈ લાડ લડાવતું, કે બાપ, બેટા કે બેહેન કરી બોલાવતા, તો તે ઉપર તે ચીઢાતી અને કહેતી કે, દીકરી એ

પારકું ધન છે, અને પારકા ઘરમાં સમાસ કરવો છે, માટે આમ ચઢાવે ચાલશે નહિ. હું જો લગાર ગુસામાં બોલું કે આડાઈ કરૂં, તો તે તરત મારો ગુસો અને હઠ નરમ પાડતી. મને ભણવાને માટે રોજ ટોકતી, મારી પાસે ઘરનું કામકાજ ધીમે ધીમે ગજા ઉપરાંત કરાવતી. મારી વતી મારા બાપ અને બિજાં સગાં સંબંધી તેને ઠપકો દેતાં તો તે કાંઈ સાંભળતી ન હતી, અને જયારે હું કોઈ કોઈ વખત છાનીમાની રોતી તે તેની નજરે પડતું ત્યારે તે કહેતી કે, "આજનું રડવુ પાલવશે, પણ મોટો થઈ સાસરે જઈશ ત્યારનું રડવું પાલવશે નહિ. બાપની ભવીશ સાસરે કામ નથી આવવાની. લોક મને ઠપકો દેશે કે, માએ દીકરીને કશું શિખવ્યું નથી." હું કદી ઉતાવળી ચાલું તો પણ ઠપકો દે. ઊંચે સ્વરે તો બોલાયજ શાનું. પણ કોઈ વખત હસવા જેવું હોય અને હસવું આવતાં દાંત દેખાય તો મારી પુજા કરતી (એટલે મને મારતી.) મારી પાસે દળાવતી, ખાંડાવતી, રંધાવતી અને વાસણ મંજાવતી,

તેમાં મને કોઈ મદદ કરતું તો તે ઉપર તે ચીઢાતી એટલુંજ નહિં, પણ મને ધમકાવતી. જ્યારે મારૂં શરીર આમ કશાએલું છે ત્યારે હું આજ સુખી છું. મારાં પાડોશી ઠપકો દેતાં ત્યારે મારી માતા તેમને કહેતી કે "સહુના દીન સરખા જતા નથી. આપણા લોકની રીત મુજબ ગરીબ સાસરીમાં ભટ બ્રાહ્મણ કે ચાકર ના હોય તો સઉ કામ હાથેજ કરવું પડે; ત્યારે પછી કાંતો કંટાળીને આપઘાત કરે કે માને ગાળો દે, અને છેવટ ઘર ના માંડે, તે કરતાં આજથી દુઃખ વેઠ્યું હોય તે સારૂં.

ટુંકામાં, મેં જે બાલ્યાવસ્થાના, યુવાવસ્થાના અને વૃદ્ધાવસ્થાના ધર્મ વિષે લખ્યું છે, તે મારા જાતી અનુભવ ઉપરથી, તેમજ મારા જોવા અને સાંભળવા ઉપરથી તથા વાંચવા ઉપરથી લખ્યું છે. એમાં કોઇ વાતે મેં વધારે કર્યું છે એમ નથી; અને હું એમ માનતી પણ નથી.